॥ ॐ सत्यमेवजयते ॥



# પ્રભુ ગીતાવળી.

રચી પ્રસિદ્ધ કરનાર

## દેવશંકર માહાશંકર યાજ્ઞિક.

ગીતિ.

ભવજળથી તરનારી, પ્રભુ સ્તવનમાંય છે મોક્ષકારી;
આનંદિત અંતરથી, પ્રાર્થના શ્રી પ્રભુની વિસ્તારી.

આવૃત્તિ પહેલી,..........પ્રત ૧૦૦૦.


કરાંચી

"આર્યન" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૫૮........સને ૧૯૦૧

મુલ્ય રૂ. ૦—૬—૦.

॥ ॐ सत्यमेवजयते ॥



# પ્રભુ ગીતાવળી.

રચી પ્રસિદ્ધ કરનાર

**દેવશંકર માહાશંકર યાજ્ઞિક.**

**ગીતી.**

ભવજળથી તરનારી, શ્રવણુ કથનમાંય છે મોક્ષકારી;
આનંદીત નેત્રોથી, પ્રાર્થના શ્રી પ્રભુની વિસ્તારી.


આવૃતિ પહેલી,............પ્રત ૧૦૦૦.

**કરાચી.**

"આર્યન" પ્રીન્ટીંગ પ્રેસમા છાપી.

સંવત ૧૯૫૮........સને ૧૯૦૧.

**મુલ્ય રૂા. ૦—૫—૦.**

# अर्पण पत्रिका.

### શેઠ દેવકરન દેવજીભાઈ—જોગ

### મનહર

દેશોત્કર્ષ કરવાને હમેશ ઉપાય સજી,
　દેશીઓના ભલા માટે આપ ચકચુર છો;
વધારવા હિંદુ ધર્મ રૂડી શમશેર ગ્રહી,
　દુષ્ટ ધરમોને તોડી પાડવા આતુર છો.　　૧.
કદર કવિની કરી વિશ્રામ આપોછો આપ;
　એવા પુણ્યશાળી આપ શાણા સરદાર છો;
રદયમાં રાખી મયા દુઃખીને આરામ આપો,
　એવા આપ ગુણીયલ દુઃખીના આધાર છો. ૨.
નયધર વંશા હીશો જ્ઞાની નિરમાની ન્યાઇ,
　ભવ્યતા ભલાઇવાળા સમરથ હીશો છો;
દેશી પરદેશીઓની રૂડી બરદાસ કરી,
　જેથી આપ દુનિયામાં કીર્તિવંત થાઓ છો. ૩.
વલણ નીતીની પ્રત્યે સદા ભરપુર રાખી,
　નિતિતણા કાર્યમાં હમેશ ચકચુર છો;
જીભ્યાથી આશીશ આપું ગ્રંથ આ સ્વીકારશો,
　પરમાર્થના કામમાં સદા મશહુર છો.　　૪.

હું છું આપનો શુભેચ્છક,

કરાચી તા. ૧૫-૮-૧૯૦૧.　　　　કર્તા.

# प्रस्तावना.

પ્રિય વાંચકો—પરમબ્રહ્મ, પરમાત્મા, ભગવાનની સપ્રેમાંતઃક રણે ભક્તિ કરવી એજ ઉત્તમ ભક્તિ છે. અને એજ તેને પ્રીય છે. એવા સત્ય અને પરમાર્થ પ્રદર્શક શાસ્ત્રોનાં સિદ્ધાંત છે. માટે હે સુજ્ઞ જનો, વૃથા વખત ન ગુમાવતા પ્રભુ ભજનમાં તલીન રહેવું એ વિર પુરૂષનું કામ છે. અને ભગવાનના ઉપકારોનું ચિત્તમાં હમેશાં સ્મરણ રાખી, તેના ગુણ ગાવા, અને સદાચાર પાળી પ-રમાર્થનાં કામ કરવાં, જેથી આ લોકમાં તથા પરલોકમાં આનંદની પ્રાપ્તિ થાય છે.

પ્રિય વાંચકો—મેં મારી અલ્પમતિથી **પ્રભુ ગીતાવળી** આપના શમક્ષ જે રજુ કરેલી છે તેનું મુળ કારણ એજ કે હાલની ઉછળતી પ્રજામાં નાટકોનો શોખ વધવાથી ઉપરની ગીતાવળી બહાર પાડવામાં આવી છે તો કૃપા કરી ભૂલચુક ખોડ ખામી વગેરે સુધારી અને વાંચશો એવી આશા રાખું છું.

આ ગીતાવળીમાં મારો પ્રથમનો પ્રયત્ન હોવાથી તથા પીં-ગળનું જુજ જ્ઞાન હોવાને લીધે કોઇ પ્રાસમાં ન્યુનતા હોય તો પ્રિય વાંચકો તે બાબતની મને સુચના કરશો તો બીજી આવૃતીમાં સુધારો કરીશ. એજ વિનંતી.

હું છું આપનો સ્નેહી,

**દેવશંકર માહાશંકર યાજ્ઞિક.**

કરાંચી, તા. ૧૫—૮—૧૯૦૧.

# પ્રભુ ગીતાવળી.

## ૧—( મંગળાચરણ—રાગ કલ્યાણ. )

ધરૂં ધ્યાન તમારૂં, તુજ નામ ઉચ્ચારૂં મુખથકી ગજાનન શુભ કામ.
વિધિતનયા વ્રજરાજને સમરૂં શુભ મતી આપો તમે અભિરામ-ધરૂં.
ગૌરીરે નંદન જય જગ્તવંદન, વિઘ્ન વિનાશન પુરણકામ-ધરૂ.
સંકટ હરણ અધમ ઓધારણ, નીશદીન કરે જેની સેવા તમામ-ધરૂં.
દાતા છો શુભ મંગળ ફળનાં, દયા તણો નહીં લેશ વિરામ-ધરૂં.
પ્રાર્થનાની રસના કરો રસદાયક, લઘુપુસ્તક રચ્યું તુજ કૃપા સુખધામ.
**દેવશંકર** શીર શાષ્ટાંગે વંદે, કરજો પુરણ મમ વાંછિત કામ-ધરૂં.

## ૨—( મરાઠી સાખી. )

ભજ ગોપાળ મનવા તું તો અમુલ્ય અવસર જાય,
મુંઢ મતિ રાખી અતી બેઠો વિચાર હૃદય ન થાય;
માટે ધરી હામ, રટ નામ નિત્ય કહી રામ.
સંસારમાંથી શું લઇ જાવું તે સમજો છો ભાઇ,
માત તાત સહુ અળગા રહેશે પ્રાણ સુધીની સગાઇ;
ફરી નહીં મળે વખત આવો, પ્રભુ ભજ્યાનો લે લાવો.

## ૩—( ગીતી. )

કૃપા સીંધુ દાતા શુભ મતી આપો હે અવની આધાર,
અવિચળ પદ તુજ વંદુ વિશ્વતણા પ્રતિપાળક દાતાર.
દયાવંતા સ્વામી અવગુણ ક્ષમા માગું અહો દયાનિધી,
માગું તુજ પાસે પ્રભુ પરમ ભક્તીની કૃપા કરવિધી.

૪—(આશા મારી કરી પુરન—એ રાગ.)

આશા અમારી કરો પુરણ, પ્રભુ તું—આશા.
જગન્નાથ, જોડી હાથ, વિનવીએ અમો અનાથ;
વંદન કરીએ, (એ) શ્રી ઉમાપતિ.—આશા.

૫—(જગન્દર દેવસેવ પુજકુજ વનનન—એ રાગ.)

પુરણબ્રહ્મ પરમેશ્વર મહીમા ગાઉં તમારો સુખદાતા શ્રીહરી—પુરણ
કરો કૃપા, કરો કૃપા, નમી કરૂં નમસ્કાર જય પ્રભુ તુજને પ્રેમ ભાવથી
દયાનાથ અમો તણી વિનતી સ્વીકારો, શ્રી હરી સદાય વંદીયે, વંદીયે,
સ્નેહ થકી વંદીયે, કરો દયા રાખી મયા યાજ્ઞિકને પ્રભુ સદાય—પુરણ.

૬—(નમામી મહીષાસુર મર્દની—એ રાગ.)

પ્રભુના નિશદીન ભજન કરો, કામ ક્રોધ મદ લોભ સર્વે ટાળીને
સુખને આપે, દુઃખને કાપે, કષ્ટોને દુર કરી,
પ્રેમ ભક્તી ભાવથી, થાય સદા કલ્યાણ.—પ્રભુના.
સદાય સુખને આપશે દયાનિધી, પ્રણવું, નમાવું, શીશને
હું સદાય એ પ્રભુ, સુખ અતી આપશે, કષ્ટો સર્વે કાપશે,
દયાળુ દેવ, તે દેવા, છે એવા.- પ્રભુના.

૭—(પ્રધાન મારો સત્ય કહોને—એ રાગ.)

જાગૃત થઇને (બે) પ્રભુ નામ ધ્યાને, ધરી સુણ કાને.—જાગૃત.
કેમ તારે પાડવી કાલ, તેની રાખી શી સંભાળ,
ક્યારે ભજશો શ્રી ગોપાળ, અતી ઉંઘ તાણીને.—જાગૃત.

૮—(ધન્ય ધન્ય હાડા કુળ પરમાણુ-એ રાગ.)

મળ્યો તુજે મનુષ્ય દેહ અવતાર, આવે નહીં ફરી વારંવાર
તેમાં કરજે શુભ કૃત્યો અપાર, ધરે તું દીલમાં સદ્‌વિચાર.
કુટુંબ કબીલો, સાથે નહીં આવે, જાવું એકલું એ વિચાર;
માટે તું નિરખ પ્રભુને ગમાર.—મળ્યો.

૯—( ઘમઘોર ઘેરાયો ઘન ભારી-એ રાગ. )

પ્રભુ સ્તવન પ્રેમે સ્વીકારો, નમી નિત્ય કરી ભક્તી તમારી;
કષ્ટોને નિવારો.-પ્રભુ.
વિભુ મનુષ્યને આપ તું શક્તી કરે સદા સેવાય,
સમરવા સદા આપ સન્મતી, યાજ્ઞિકને આશરો તારો -પ્રભુ.

૧૦—(ચેન ના પડે હરી પિયુ વિનારે-એ રાહ.)

જગતના પતિ, આપો સન્મતીરે. દીન દયાળ, હે કૃપાળ,
સરણે તુજ આવે બાળ. અગમ તુજ કૃતીરે.—જગતના.
સકળ સૃષ્ટીમાં. તમ ચાતુર અતીરે, પામે ન પાર, કો નરનાર,
તુજ ગતીમાં હે મોરાર, પહોંચે નહીં ત્યાં મતીરે.—જગતના.
દયાનાથ દુર, કરો સહુ આપતીરે. ચર્ણે શીશ. નમું હું ઇશ, કૃપા કરો
તમે જુગદીશ, યાજ્ઞિક તણી વિનતીરે.- જગતના.

૧૧—( હાયરે નશીબ એમાં શું લખ્યું હશે-એ રા.)

કૃષ્ન મુખથી કહી નામ ભજો નરનાર, (બે)
દુઃખ નિવારા, સુખ દેનારા, છેજ દીન દયાળ,
રે-શું-વખાણું-હું-કરૂં શેષે વર્ણવ્યા ન જાય.—કૃષ્ન.

**૧૨—( આ ડોલર ગુલાબરે ગુલદાવદી ખીલી.–એ રાગ.)**

નમું વિશ્વપતિ દેવને પ્રણમું વારંવાર,
આશીશ આપો શ્રી હરી, ગુણ સંપન્ન સુખ કરનાર.–નમું.
તમ સમાન કો ન દેખું, જગતતણા સુખકાર,
દીન બંધુ દુઃખહારી છો, નોધારાના આધાર.–નમું.
સકળ અનંત બ્રહ્માંડ રચ્યું તમ કળા અપાર,
ગહનગતિ તુજ છે અકામી, પામ્યો કોઇ ન પાર.–નમું.
જય જય અખંડ દેવા, જય બંધુ દાતાર,
ચીત ભાવે પ્રેમે પ્રણવે, યાજ્ઞિક વારંવાર.–નમું.

**૧૩—( મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી.–એ રાગ.)**

અહો દીન બંધુ દાતાર છો જગતના ત્રાતા,
નમું દ્વય કર જોડી તમોને અહો અજાતા.–અહો.
કરી જગત વિષે વિભુ કળા અતી બહુ નામી,
શું બાગ બગીચા વૃક્ષો ઘટા નહીં ખામી.–અહો.
એ સર્વે તુજ મહીમાય દયાળુ દેવા,
અતિ નમ્ર ભાવથી કરૂં તમારી સેવા.–અહો.
પ્રભુ સુણો તમો આ ભગ્ત તણી અર્ચનાઓ,
વિપતી સમયમાં યાજ્ઞિકને સહાય થાઓ.–અહો.

**૧૪—( આર્યા. )**

સદા ન રહે સ્નેહી સંગે, સદા ન રાજા મ્હાલે દેશ,
સદા ન જગમાં જીવવું સદા ન રહે કાળા કેશ.

**૧૫—( શણગાર શાં હોંસે સજીએ-એ રાગ. )**

અવસર તેં ન સુધાર્યો, અમુલખ અવસર તેં ન સુધાર્યો,
આ કાયા તુંજ નષ્ટ છે પાપી, ક્રુર કૃત્યોથી બગાર્યો.—અમુલખ.
પુત્ર કુટુંબોના મોહજાળથી, પ્રભુ શબ્દ ન ઉચાર્યો.—અમુલખ.
આપ સ્વાર્થ અતી કર્યો તેં ધર્મનો માર્ગ વિસાર્યો.—અમુલખ.
જગત તણા પ્રતીપાળક દયાળુ, યાજ્ઞિક કરે શુભ કાર્યો.—અમુલખ.

**૧૬—(અજબ છે વાત આ સર્વે થયું આ શું.—એ રાગ.)**

ભજો કીરતાર છે જગત આધાર, કરશે કરૂણા સદાય મોરાર
તજો અભિમાન પ્રાણી મન, હરી રટના કરી પદજન;
ઉતરશો પાર ભવજળથી, જો ભજશો પ્રભુ ઉમંગેથી—ભજો.
માનજો સત્ય વચન મારૂં, કહીશ કદી ન નઠારૂં;
ફોકટ કુલ્યો કહી મારૂં, નથી ઘરબાર જરી તારૂં.—ભજો.
જાણીને જગત આળ પંપાળ, સેવો સાચે દીલે ગોપાળ;
તો નહીં ભયવ્યાધી લગાર, થશે એથી સુખ તમને અપાર.—ભજો.
માગો તમે પ્રભુની પાસ, દે સુમતી અતી અવિનાશ;
યાજ્ઞિક વંદે થઇ પ્રભુ દાસ, એ દર્શનમાં છે મુજ આશ.—ભજો.

**૧૭—(બતાદે સખી કોન ગલી ગયો શ્યામ.—એ રાગ.)**

બીરાજે છબી કૃશ્નજી નંદ કુમાર.—બીરાજે.
કાનમાં કુંડળ મકાકૃત શોભેરે, રૂપ અનોપમ સાર.—બીરાજે.
દર્શન કારણ જન સહુ આવેરે, ટોળે મળી નરનાર.—બીરાજે.
યાજ્ઞિક નિત્ય ચાહે ચીતમાંરે, મુરતી તુજ કુંજબીહાર.—બીરાજે.

૧૮—( ક્ષત્રી કલંક રાગ. )

ધર્યો મનુષ્ય દેહ અવતાર, પ્રભુને શીદ નહીં ભજેરે.
તેણે જન્મ ગુમાવ્યો તે વાર.— પ્રભુને.
નહીં એસે તેમાં નાણું લગાર,— પ્રભુને.
તેને ધીક ધીકછે હજાર વાર.— પ્રભુને.
તે નો જન્મયો વૃથા કરી જાણ,— પ્રભુને.
સત્ય વચન કહું છું પ્રમાણ.— પ્રભુને.
ફસ્યો મોહ જાળમાં પાપીમંદ, પ્રભુને.
જરી ભજ્યા નહીં બાળમુકુંદ.— પ્રભુને.
રાખે વૃથા જે અભિમાન,— પ્રભુને.
જાણો તે જન પશુરે સમાન.— પ્રભુને.
માનો વચન ભજો પ્રભુનું નામ,— પ્રભુને.
ભજે યાજ્ઞિક સદા અભિરામ.— પ્રભુને.

૧૯—( જુલમ નાહક તું કર મુસ્તફાંખાં–એ રાગ. )

ભજો રામચંદ્ર રઘુવીર. ધરી ધીર, ધરી ધીર મહુ વીર,
ટળશે જનમ મરણના દુઃખ, મળશે ભજનથી તમને સુખ;
શું બેસેછે ચલાવતાં મુખ.—ધરી ધીર.
જુઠું જગતછે આળ પંપાળ, ચેતો પ્રાણી કરોને સંભાળ;
પાર ઉતારે દીન દયાળ.—ધરી ધીર.
લ્યોને વિનતી આ મારી સ્વીકારી, સર્વ હીતેચ્છુ દીલમાં ધારી,
યાજ્ઞિક વંદે ગીરધારી.—ધરી ધીર.

૨૦—( રે સખી કોઈ હાર ગુંદાવો—એ રાગ )

રે પ્રીતેથી ભજો ગીરધારી, મળે તેમાં લાભ અપારી,
નહીં તેમાં સંદેહ લગારી, રાખે સરણ અવધવિહારી.—રે પ્રીતેથી.
પ્રભુ તણી ગતી ન્યારી, અતિ સારી સુખકારી,
મન હરનારી, મુરતી પ્યારી, જાઉંવારી બલીહારી,
પ્રેમ ધરીને યાજ્ઞિક વંદે, સહાય કરજો અમારી.— રે પ્રીતેથી.

૨૧—(પ્યારા ભાઈ વધાવુંરે—એ રાગ )

કૃષ્ન નામ વધાવુંરે. (ટે.) કેસર ચંદન અક્ષત સાથે.
લેવા સારી લાણુ.— કૃષ્ન.
આપો શુભ જ્ઞાન, કાપો તાપો સ્વામીન સુજાણ,
શીશ નમાવુંરે. કૃષ્ન.

૨૨—( ખંતેથી નમી તને અતે વિનવીએ—એ રાગ )

અખીલ વિશ્વના આધાર વિભુ, પુરો હામ, શુભ કામ,
જપું નામ, તજ્યાં ધામ, સદાય, થાય, તુજ કૃપાય.— અખીલ.
શુદ્ધ ચીતે સ્મરણ તારૂં, હરનીશ હેતે ધારૂં,
કામ ક્રોધ ટાળનારૂં, મોહમદ ભાંગનારૂં,
ગુણને વધારનારૂં, સુમીત્ર સુધારનારૂં,
ધર્મમાં ધરાવે વૃતી, આપે અતી રૂડી મતી,
માટે આવી ભલી ભગતી, જગમાં ન મુકું જતી.
સહાય, થાય, તુજ કૃપાય.— અખીલ.

૨૩—( પ્યારી નામ સાંભળીને થયોછુ ઉદાસ—એ રાગ )

પ્રભુ તારી લીલા વરણવી ન જાય.—ટેક.
તુજ લીલાથી મોહજ પામ્યા, બ્રહ્માદીક મુનીરાય.— પ્રભુ.
પ્રતીપાળક આપ વિશ્વ તણાછો, કરૂણાનિધિ જગરાય—પ્રભુ.
શીર શાષ્ટાંગે નમીને તુજને, યાજ્ઞિક સદા ગુણ ગાય.—પ્રભુ.

૨૪—( પ્યારી નવલ લાડીલી રાધીકા—એ રાગ )

રહો શરણ પ્રાણી પરમેશને, કરશે તે દુર દુઃખ કલેશને.—રહો.
પ્રભુ ચિદઘાનંદકારી, સેવે તેને અતી સુખકારી,
પ્રેમે વંદો સહુ દેવને.— રહો.
નમું કૃપાળુ વિશ્વ કર્તા, છો દયાળુ વ્યાધી હર્તા,
યાજ્ઞિક રાજી ગુણ ગાઈને.— રહો.

૨૫—( છે અજબ પ્રાંત ગુજરાત વાત શી—એ રાગ )

વિશ્વ વ્યાપી છો જગત્રાતા નિશદીન શુભ મંગળકારી,
ચર્ણુ પ્રત્યે હું સર્ણે આવ્યો માગવા સ્હાય તમારી.— વિશ્વ.
જગ્ત કૃતીમાં હે જગદીશ્વર દીસે તારી બલીહારી,
તે કૃતીઓ પ્રભુ જોઇ તમારી જાઉં છું વારી વારી— વિશ્વ.
તેં ઉપકાર અઘાત કર્યા છે પ્રાણી ઉપર દાડી દાડી,
પ્રત્યુપકાર વળાય ન મુજથી વીતી જાય શ્વેત દાડી— વિશ્વ.
આનંદ સુખ નિરંતર આપો યાજ્ઞિક ને આનંદકારી,
પ્રેમ ભગ્તીથી વીનવું તમને એવું સત્ય વચન ધારી.—વિશ્વ.

## ૨૬—( ત્રીપુરારી તુને નમીએ—એ રાગ )

કૃષ્ન નામ સદા જપીએ, જપીએ, ભજીએ, રાખી સ્થીર મન,
કૃપા જુગદીશ કરોને, દુઃખ હરોને દયાળુ તમે— કૃષ્ન.
જગ્ત નાથરે ભક્તના પતિ, સબળ સત્યને યોગ્ય દે મતી,
નિરખે પ્રાણી સહુ, તુજ સરણુપદ લહુ,
યાજ્ઞિક તણી સ્તુતી સુણોને, દયાળુ તમે.— કૃષ્ન.

## ૨૭—( હાલરડું વ્હાલું પ્યારી મારી—એ રાગ. )

અમુલ્ય અવસર તુજ જાય, મનવારે, અમુલ્ય અવસર તુજ જાય.
આ સમ તુજને અન્ય વખતનો, લ્હાવો મળે નહીં કયાંય—મનવા.
મનુષ્ય દેહ તુજ સુગુણભરેલી, ભગ્તી વીણ બગડી જાય— મનવા.
હરનિશ હોંસે હરિગુણ ગાતા, પ્રગટે અંગમા કેમ લાય—મનવા.
યાજ્ઞિક સત્ય કહે અહો ભાઇ, ભગ્તી તરવાનો ઉપાય— મનવા.

## ૨૮—( જગ્ત જનુની માતા આશા પુરે—એ રાગ

કોણે દીઠી છે કાલ, હરી ભજો કોણે દીઠી છે કાલ.
આજ કાલનાં સ્વપ્ના આવે, છોડી જવું ધનમાલ.— હરી.
આજ કરો અતી આનંદ ઉરમાં, કાલ પડે ઉરે ફાલ—હરી.
સુંદર નારી કુટુંબ કબીલા, કરશે રોઇ જંજાલ— હરી.
યાજ્ઞિક એક ચીતે વંદે પ્રભુને, જેથી સુધરે કાલ— હરી.

૨૯—( મધુબન શ્યામ જગાઇ ગયોરે—એ રાગ )

કૃષ્ણ નામ લાગે વ્હાલું પ્રાણથી અરે મુને—ટેક૦
દીન દયાળા છો તમે સ્વામી, પ્રણમું સર્વદા પ્રેમ થકીરે તુને- કૃષ્ણ.
અતિ દુઃખપામીઅહો કૃપાળુ,દુરકરો દુઃખતમો શીશનામુંરેતુને-કૃ.
યાજ્ઞિક ગાએ ગુણ તમારા, સર્ણે રાખશો ચર્ણમાં અરે મુને—કૃષ્ણ.

૩૦—( વીરા વેસ્યાના યારી ઉભા અટારી—એ રાગ )

પરીબ્રહ્મ છો ત્રાતા, મંગળદાતા, અહો સૃષ્ટી આધાર,
પ્રભુ તારી પ્રભુતા, હે સુખદાતા, પામે ન કોઇ પાર.— પરી.
વિશ્વવ્યાપી વિશ્વેશ્વરારે હે અવની આધાર,
શુદ્ધ સચીદાનંદ સ્વામી માનું હું ઉપકાર.
કૃપાકર ભગવંતા, ઉપકાર અનંતા, યાજ્ઞિકને તુજ આધાર -પરી.

૩૧—(આજ શ્યામ મોરે લીનો બંસરી બજાયકે—એ રાગ)

વિશ્વનાથ ગ્રહોને હાથ, ભક્તોના અહો દેવરે,
ભ્રાંતિ વ્યાધીમાં દરિદ્ર બની, નવ કરે તમારી સેવરે.— વિશ્વનાથ.
ભવતારક છો સર્વના નોધારા આધારરે,
આશા ધરી તુજ ચર્ણે પ્રણમું વારમવારરે— વિશ્વનાથ
માફી માગું પાપની આપો માફી જગરાયરે,
કરો ક્ષમા સૌ દોષને થાઓ સંકટ વખતે સહાયરે— વિશ્વનાથ.
ધરશો કરૂણા દયાનિધી હે જગતના આધારરે,
પ્રેમ આણી સેવે તુજને યાજ્ઞિક ક્ષણ ક્ષણ વારરે— વિશ્વનાથ.

**૩૨—( અહો રાત બાલમ હમસેં લરે હો—એ રાગ )**

નમું હું પ્રભુજી તુને શીશનામી,આશીશ આપો શ્રીહરીકષ્ટ જા ચામી
અહો ઇશ્વરા તમો સત્ય દીનબંધુ,રહે ભાવ રાખી પ્રભુપ્રેમથકીવંદુ-ન•
રટું નામતારૂંકરીઆજીઆજી,જેથીઅવીનાશીતમોરહોસદારાજી—ન.
ભજુપ્રભુભાવથીસદાનામતારૂં યાજ્ઞિકચાહેચીતમાંસુકૃતકરોમારૂં-ન.

**૩૩—( મડી નથી લેવું રે જા ઠગાઇ તારી—એ રાગ )**

કૃષ્ણ મુખે કહોનેરે, તમો સહુ નરનારી—ટેક.
એરે નામથી મોક્ષજ મળશેરે, ભવ તરવાનુંરે.— તમો.
મોહજાળ છે જગતની માયારે, તેમાં ધ્યાન ધરવાનુંરે— તમો.
સુંદર છબી શ્યામની નિરખોરે, એ કામ છે કરવાનુંરે— તમો.
અલ્પમતી શું જાણુ પ્રભુ મહીમારે, ભગીબાનું ઉગરવાનુંરે—તમો.
યાજ્ઞિક કહે જો ભજશો પ્રભુનેરે, તો કાજ સરવાનુંરે— તમો.

**૩૪—( એક ચતુર નાર કર કર શૃંગાર—એ રાગ )**

અહો સૃષ્ટી આધાર, તુજ ગતી અપાર, પામ્યો કોઇ ન પાર,
અહોરે પ્રભુજી, વિશ્વતણા પ્રતિપાળ વિનતી ધ્યાને ધરો.—અહો.
નમું માની ઉપકાર, કરશો કરૂણા મોરાર, છો શાંતી દાતાર,
મમ કષ્ટ હરો, સેવંયાજ્ઞિક તુજદાસ, પ્રભુ સહાય કરો. — અહો.

**૩૫—( પેલી ભુંડી રાંડનું ઘર લાલ જા બતાવ—એ રાગ )**

વિનય કરી વિશ્વેશ્વરા ધરી મસ્તક ચર્ણ તમારે,
રાખો સર્ણમાં આ દાસને નથી અન્ય કો આધાર અમારે—ટેક.
ભગતપીડ હરવા આપ સમર્થછોરે, મેહેર કરી ભક્તોને પાપથી ઉગારે.
વિપતી સમયે સહાય કરીને, યાજ્ઞિક વંદે પ્રેમથી ભવસીંધુથી ઉતારે

**૩૬—( જ્યાં પતિવ્રતનુ પાલન થાએ—એ રાગ )**

૨૮ શ્રી રાધાવર ગીરધારી પ્રેમધરી તું મનવા,
ત્રિવિધ તાપ તુજ ટળશે પલમાં સત્વર થા પ્રભુ ભજવા,
નહીં આવે સમય આ ફરી, એવું મનમાં લે વિચારી.

**૩૭—( આપો તમે શેઠ પુત્ર આ વખતં વીચાર કરી—એ રાગ**

ભજો પ્રભુ આણી ભાવ પ્રાણીરે વિચાર કરી—રે જરા.
જશે જીવ પલમાં પ્રાણી માન્ય વાત સત્ય મારી,
પાછળથી કહેને ભાઇ થાશે કેવી ગતી તારી— ભજો.
આ ભવમાં તમો, સુખે ધન સંચરો
પણ નિરખો ગોપાલ લાલ કહું વારી વારી— ભજો.
યાજ્ઞિક કહે પ્રાણી જો ભજશો પ્રભુ
ઉતરસો પાર નિશ્ચે ભવથી એવું મન વિચારી.— ભજો.

**૩૮—( વિભુએ કીધા આભારી—એ રાગ )**

પ્રભુ મુજ વિનતી સ્વીકારો.—ટેક.
દુઃખ કાપો, સુખ આપો, દાસ થાપો, ટાળો શ્રાપો.—પ્રભુ.
અવિનાશી અતી સુખદાતા. મહીમા ગાઉં તમારા ત્રાતા
પ્રભુતારી લીળા વાહ, વાહ, ગાઉં ગુણ હરનીશ આહ, આહ.—વિ.

**૩૯—( કર બતીયા લેને દે ( ભેરવી )—એ રાગ )**

હો સુખકારી તું હનુમંતા—ટેક.
દર્શન તારૂં લાગે અતી પ્યારૂં ત્રીવિધ તાપ હરંતારે— હો.
રામાનુજદાસા તુજ દર્શનમાં આશા, મહાવીર હો બળવંતારે—હો.
સ્થળે સ્થળે વીર આપ બીરાજો, ભકતોપર પ્રેમ ધરંતારે— હો.
પારેશ્વર મહાવીર કૃપાળુ, યાજ્ઞિક વંદે અનંતારે— હો.

### ૪૦—( નકર ગમ માદર અએ ગમખ્વાર.—એ રાગ.)

પ્રભુ તમ ગહુન ગતી છે અપાર, પામે નહીં પાર કો નરનાર;
અદ્દભુત કાર્યો કર્યા અતી તેં, શુદ્ધ શાંતી દાતાર,
રૂષિ મુનીથી નવ કળાએ તમ કળા હે મોરાર;
તુજ તણી મહીમાનો નહીં પાર—પામે નહીં.
નિષ્ઠુર બુદ્ધી નાશ કરીને, આપો સુબુદ્ધી કીરતાર,
સુમાર્ગ બતાવો અમને, તો માનીએ ઉપકાર;
યાજ્ઞિક પ્રણુવે વારમવાર.—પામે નહીં.

### ૪૧—( માનુની તું માન્ય મારૂં વચન.—એ રાગ.)

વિશ્વતણા પ્રતીપાળ છો, હે જગ્તના આધાર;
તમ દયાથી પ્રભુ અમો, થયાં અતી સુખકાર.—વિશ્વ.
દ્રૌપદીની લજ્જા રાખી, હે અવની આધાર,
અહલ્યા તણો ઉદ્ધાર કરી, પ્રભુ ભગ્ત તણા દુઃખહાર—વિશ્વ.
તુજ પ્રતાપ પ્રૌઢ સ્વામી, ગુણુ સંપન્ન દાતાર,
ત્રિવિધ તાપ ટાળો અમારા, બન્યાં અમો લાચાર.—વિશ્વ.
ભગ્ત કારણુ હે અવીનાશી, રૂપ ધર્યાં અપાર;
દુઃખ થકી એહને મુક્ત કરીને, એવા પ્રભુ સુખકાર.—વિશ્વ.
કરો કૃપા હે જગ્ત ત્રાતા, વિનવું વારમવાર;
યાજ્ઞિક રટન કરે પ્રભુ તુજ, અહોનીશ સૂઠી આધાર.—વિશ્વ.

૪૨—( ભાઇ ખફા ન હો મેરે.—એ રાગ.)

અહો જગસ્વામી જગદીશ્વરા. અહો જગતના આધાર;
સુદ્ધ ચિતે સ્મરણ તારૂં, કરૂં હું કીરતાર.—અહો જગસ્વામી.
બલીહારી તુજ કામમાં. સર્વે વ્યાપી ભવતાર;
અલ્પમતી શું વર્ણવે તુજ મહીમા શાંતી દાતાર—અહો જગસ્વામી.
દાન ભક્તોને પ્રભુ રાખ્યા સરણે માનીશું ઉપકાર,
અન્ય ભરોસો રાખી યાત્રિક પડયો તુજ આધાર. અહો જગસ્વામી

૪૩—( એસે ધોકા દેને વાલે મ્યે ને લાખો.—એ રાગ.)

ભજો ભાવથકી ભગવન નામ તમો નરનારી. ભજો.
દુઃખથી લેશે ઉગારી.ભવ સીંધુથી ઉતારી. કહુંછું હું વારી વારી ભાવ
સંસારી સુખોમાં મુર્ખ જીવ રહ્યો મોહી મોહી.
ખલકની ખોટી માયા. તે તો નિત્ય આતિ જોઇ,
તો જુએ ન માને મન. કે આ તન છે પતન,
માટે તો વીચારવંત, થઇ પુજો ભગવંત—ભાવ
ભગવન નામ વિના તુને નથી કોઇ તારનાર.
માત તાત બ્રાત ભગીની નથી દુઃખ કાપનાર;
રંગીલી રૂપાળી નાર. અંત અલગ થનાર,
પ્યારના બતાવનાર, દોસ્ત એ શું કરનાર;
જ્યારે આવે જમ, ખુબ દેખાડી દે દમ,
દેહ આગળ થા તમ, કહે ત્યારે તારૂં કોણ બેલી
સમજ વીચારી.—ભજો.

૪૪—( કોઇ હાલ કહો જાકે—એ રાગ )

વિભુ તુજ ગતી અતી ન્યારી, જાઉ તુજપર બલીહારી— વિભુ.
નવરંગી છો નાથ દયાળુ, સુખદાયક શીરતાજ,
માનું સદા તમારો આભાર, તુજ ગુણ અપાર, પામે નપાર—વિભુ.
તમ ભક્તીથી સુબુદ્ધી આવે, પાપ વેલી કરમાય,
થાઓ કષ્ટની વખતે સહાય, અહો જગરાય, વીનવીએ સદાય—વિભુ.
યાજ્ઞિક તાણી વિનતી સ્વીકારો. દીનબંધુ દાતાર,
ઉપજે જેથી આનંદ અપાર, નમું જેવાર, માનું ઉપકાર—વિભુ.

૪૫—( હાં જરૂર જરૂર જરૂર કરીશ હું કુમુદ—એ રાગ )

આલીરી-મુકુંદનંદ કેવાં લટક મટક ધીરે ધીરે આવેરે—ટેક.
હસીને. વશીને મુજ મન, અતીસે, લોભાવેરે— આલીરી.
હાથમાં લાકડી, ખાંધે કાંબળી વનમાં ગાયો ચરાવેરે—આલીરી.
મધુર સ્વરે શ્રી હરી કેવા, વાંસળી બજાવેરે— આલીરી.
યાજ્ઞિકના પ્રભુ અતિ હોંસે મહીની લૂંટ ચલાવેરે— આલીરી.

૪૬—( ગહન ગતી છે પ્રભુની ન્યારી—એ રાગ )

મારગ રોકી બેઠા કુંજવિહારી, મહી વેચનારી રોકી સહુનારી-મા.
ટોળે મળી સહુ મહીને ઉતારી, બેઠી ઝગડો મચાવવા ભારી—મા.
શીદને રોકોછો અમને મોરારી, વાંક અમારો કરો દીલમાં વીચારી.
તાપ પડે મહી ખાટાં થાય, એથી મહી જરી નહીંરે વેચાય—મા.
યાજ્ઞિકના પ્રભુ દાણુજ માગે, દાણુ આપી જાઓ વ્રજની નારી—મા.

૪૭ –( રમતે થઝાંની ઓર હીકમતે રહેમાંની—એ રાગ )

કેમ જાય દાણુ લોપી, મળી આવી છે ગોપી,
દાણની રીત ભાજે, ગોપનુ' નામ લાજે.
મહીના માટ માથે, સોનેરી ચુડો હાથે,
પકડી સહુને સાથે, તે સમે જગનાથે– કેમ.
મરમે ગાળ દેતી, મને જાય કહીં કેતી,
પોતાના ગુણ ગાતી, મહીયારી મદમાતી– કેમ.
છેડો ન ઓઢે શીશે, જોબનનુ' જોર દીશે,
વાલો ભરાયા રીશે, થયો ઝગડો વન વીશે– કેમ.
એનો હું હઠ મુકાવું, તો નામ દાણી કહાવું,
વઢતા જો થાય વાણું, સહુના વાજ આણું– કેમ.
એમ કહી લીધા કર માટ, થયાં નારીને ઉચાટ,
ફુટયાં મહીના માટ, મહી ચાલ્યુ' ત્યાં અઘાટ–કેમ.
નાઠી નારીઓ તેવાર, ગયાં જસોદાને દ્વાર,
માતુને લાગ્યા પાય, હવે કરો તમે સહાય– કેમ.

૪૮—( સાચી પ્રીત પ્રભુ તુમ સંગ જોડી—એ રાગ )

માત જસોદા બોલ્યા તેણીવાર,
કહોને ગોપીયુ' કેમ આવ્યા આ દ્વાર– માત.
કોણે રીબાવી, કોણે સતાવી, કહોને સત્વર ધરી દીલદાજ–માત.
વૃજ વનિતા નહીં વાર લગાડો,જે બની વાત કરો તમેં આજ-માત.

૪૯—( રાજુરે ભ્યેતો પાનીયાકો ગઇ બહો દુર—એ રાગ )
માતુરે અમે મહી વેચવાને ગયા દુર—મહી—ટેક.
વાટે ઘાટે કાનો રોકી રંજાડેરે, મદમાં રહી ભરપુર— માતુરે.
માટ અમારા પૃથ્વી પછાડેરે, માગે અમ પાસે નુર— માતુરે.
આપીએ દાણ કહો માતુ કયાંથીરે, કરે હેરાન એ જરૂર—માતુરે.
કરો ઉપાય કાંઇ તમ પાય લાગીરે, જેથી મટે અમ નુર—માતુરે.
યાજ્ઞિકના સ્વામી ઉભા નીહાળે,મહીયારીના વચન મગરૂર—માતુરે.

૫૦—( જાતી ધરમને છોડા તુ ચાલે— એ રાગ )
સમજ સમજ મન પુત્ર તું મારા,
આમ ન કરીએ મુજ આંખોના તારા— સમજ.
નવ રંજાડી વૃજવનિતાને, માન્ય વાત કહું તુને છોગાળા—સમજ.
યાજ્ઞિકના સ્વામી છેજ હઠીલા, ગયા માત પાસે મદન ગોપાળા.

૫૧—( માળા ઘાલવી કસાલા માળા ઘાલવી—એ રાગ )
નથી માતુ મારો વાંક, વિચારો માતુ મારો વાંક—ટેક.
ધેનુ ચારવા જાઉં વનમાં અતી રંજાડી કરે હેરાન—નથી.
કરગરૂં હું તેને માતુ છતાં કરે તકરાર— નથી.
ફોકટ ખોટી કરે હમેશાં ગાયો નાશે અપાર— નથી.
યાજ્ઞિકના સ્વામી કહે છે માતુ નથી વાતમાં સાર—નથી.

૫૨—( ગીતી )
જય કૃષ્ણ હરી દેવા, જય લીલા પ્રભુ તમ દીન દાતા ;
રાખો સર્ણે તમ ભક્તને, હે અવીનાશી સત્ય જગત્રાતા.

૫૩—( જો સખો જરૂખે પેલા આવે પ્રાણનાથ—એ રાગ )

પ્રભુ તમે અવતાર ધરી લીલા કરી ઘણી,
અજબ તરેહની બનાવી કાયા જન તણી.
દીધાં છે નેત્ર કાન મનુષ્યોને શોભતાં,
નાક વાંક હાથ પાય લલીત દેખતાં.
પ્રભુ કળા તમારીમાં નવાઇ છે ખરે,
ગતી તારીનો પાર ન આવે અહો દેવરે.
કૃશ્ન નામ કહી વંદો સહુ તમે નરનાર,
યાજ્ઞિક ભજે એક ચીતે અહો જગઆધાર.

૫૪—( નથી પદમણી જેના ઘર વીશે—એ રાગ. )

શું મુંઝાઇને તું રહયો અતી, કહે એમાં તારૂં કાંઇ નથી.
છોડ આશા તું તલમાત્રની, મળશે નહીં માત તાતની.
જાવું છોડી આ ઘરબારથી, રાખો શુદ્ધ બુદ્ધિ વીચારથી—શું મુંઝાઇ.
યાજ્ઞિક તણી સુણો વીનતી, આ ભવમાંહી છે ભલી ભગ્તી,
નિરખો પ્રભુને અહો ભાઇ, કહું વારવાર નમ્ર ભાવથી—શું મુંઝાઇ.

૫૫—( જો જાય છે નીશા ઉડી ધીમે ધીમે વીતી—એ રાગ. )

શા માટે તું ચીંતા ધરે કહેને તું ગમાર,
ભજ્યા નહીં ગોપાળ ગુમાવ્યો જન્મ તેવાર.
માગો પ્રાણી પ્રભુ પાસે, કરાવો સુધા સ્નાન.
સુદ્ધ માર્ગ બતાવો અમને, આપો સદા શુભ જ્ઞાન.
તો ભય વ્યાધી લગાર નહી, અહો જગદાધાર—શા માટે.

**૫૬—( પંચવટી પરનકુટી પાટલેકુ છાઇ—એ રાગ )**

પ્રભુ ભજો હરી ભજો, અમુલ્ય લાભ જાય છે,
કાળ આવી તુજ આંગણે ઉભો, પછે શું ભજાય છે- પ્રભુ.
સ્વારથ કેરો સંગ ત્યાગ, પ્રભુજીને પાય લાગ,
જગત સુખ માન્ય મીથ્યા, જુઠો એ જંજાળ છે- પ્રભુ.
સ્વપ્ના માંહી ધનને જાણ, તેમ તુજ જીંદગી પ્રમાણ.
તજી અભીમાન પ્રાણી, મરવું માનો સત્ય છે- પ્રભુ.
છોડી જાવું ધનને માલ, પકડે જ્યારે આવી કાલ,
યાજ્ઞિક કહે કર સંભાળ, રામ સ્મરણ સાચું છે- પ્રભુ.

**૫૭—( કેત ગએ જખ માર ભજન બીના—એ રાગ )**

હરીના ગુણ સહુ ગાઓરે, સંતજનો, પ્રભુના ગુણ સહુ ગાઓ.
માયામાં જીવ સાને લોભાવો, ભગ્તીમાં ચીત લગાઓ—સંતજનો.
પ્રીત લગાવી પ્રાણી પ્રભુપર, ભવ તરવા ચીત ચ્હાઓ—સંતજનો.
યાજ્ઞિક વારંવારી કહે છે, સુણો મારી અર્ચનાઓ- સંતજનો.

**૫૮—( પુર્ણ થયો છે ખેલ સજજનો—એ રાગ. )**

કયારે ભજશો તમે રામ, કહોને ભાઇ, કયારે ભજશો તમે રામ.
રામ ભજયા તણો અવસર શુભ આ, ખેસે ન ખોટો દામ—કહોને.
મનુષ્ય દેહ તુજ સુંદીર બનેલી, તે શું આવે તુજ કામ- કહોને.
જો ઉતરવું હોય ભવસાગર, તો તજશો ખોટો મામ- કહોને.
યાજ્ઞિક વચન સત્ય પ્રમાણો, ભજો સદા અભિરામ- કહોને.

૫૯—( પીયા બીદેશ ગયો ગયોરે મા—એ રાગ)

સહજાનંદ હરી, ભજોરે ભાઇ, સહજાનંદ હરી
પૈસા મેહેનત કાંઇ ન લાગે, પ્રભુનું ધ્યાન ધરી- ભજોરે.
સંપતી સંતતી કારણ પ્રાણી, મોટી હીંમત કરી- ભજોરે.
પરમાર્થ કાંઇ કામ ન કીધું ફોકટ ફેરો ફરી- ભજોરે.
યાજ્ઞિક વંદે ભગત જનોને, સમરો સદા નર હરી- ભજોરે.

૬૦—( એહી અબ જીમેં ઠાની હયે —એ રાગ.)

મારા મીત્રો તમે સુણજો અહીંથી નિશ્ચે જાવું છે.
રહેશે ન કોઇ અવનીમાં વિણ ભગ્તી એજ કાચું છે- મારા.
ભાઇઓ તમે શું ભુલ્યા છો દુનીયાના માયાપર,
જાવું તજીને માલ ખજાના છોડી સુંદર ઘર;
જરા તું ખ્યાલ દિલમાં કર, આંહીતો રહેવું આવું છે- મારા.
સુંદર નારી કુટુંબ કબીલા સર્વ સ્વાર્થી તું જાણ,
તે રહેશે સઘળાં દુર તુજથી એજ વચન પ્રમાણ.
કહે યાજ્ઞિક ભજ ગોપાળ, તો શુભ કાર્ય થાવું છે- મારા.

૬૧—( મગ ચલત કાન સંગ અટકી—એ રાગ )

કેમ હરિને નિરખતાં અટકી, અટકી ભટકી જતાં પ્રભુ નવ
નિરખે, જાય પુન્ય તુજ છટકી- કેમ.
રસીક મનોહર વદન શશીસમ, નિરખવાં જતાં લાગે ઝટકી—કે.
પ્રેમ ભાવથી પ્રભુને ભજીએ, તો મળે અમૃત મટકી—કેમ.
યાજ્ઞિકના સ્વામી, નેહ નજરથી, રાખો અવીચળ સુધા મટકી—કેમ.

**૬૨—( તનન તોમ તનન તોમ તોમ તનનનન—એ રાગ )**

રાગ તાલ સ્વર ગ્રામ તાલ માન દઇ,
ગીરધારી તત થઇ, કરમાં વાંસળી લઇ—રાગ તાલ.
સારીગમ પધની નીધપમગરીસા,
સાગરે ગરેરે ગરેસા,
ઉપજ અનોઠી દઇ, મૃદંગે તાલ લઇ,—મૃદંગે—તાલ.
કડાનધા ધીનકીટધા કડાનધા ધીનકીટધા—ગીરધારી.

**૬૩ ( આજે છે દીન આ મુજ ધન ધન—એ રાગ )**

જયતી શ્રી પ્રભુ હે સુખકારી તમો,
પરમપાવન છો જગત આધારી—જયતી.
દુર કરો દુઃખ હે દયાનીધી, પરમપ્રેમથી કરો દુઃખહારી- રી-પ્ર.
કરી કૃપા પ્રભુ દે સુમતી તું, થઇશ તમારો અતી હું આભારી-રી-પ્ર.
દીન દાસ જાણી હે વિભુ મુજને, યાજ્ઞિક રહે પ્રભુ સર્ણ તમારી-રી-પ્ર.

**૬૪—( ઓ વાલી તું સીદ જાએ ગભરાઈ—એ રાગ )**

ઓ પ્રાણી તું શીદ જાય ગભરાઇ,—ઓ પ્રાણી.
ઓ પ્રાણી પ્રેમ આણી પ્રભુને નિરખો મનમાં પ્રમાણી—ઓ.
શુદ્ધ ચિતથી પ્રભુને ભજશો તો મળશે સુખલાણી,
એ સર્વે સાચું છે ભાઇ સાચી એજ કમાણી—ઓ.
અમુલ્ય અવસર જાય તુજ આ કેમ તેં ઉંઘને તાણી,
જાગી મનવા જો તું નજરે પાપની દોણી ભરાણી—ઓ.
થશો માનીતા પ્રભુ પ્યારાના આપશે શુભ કમાણી.
યાજ્ઞિક વંદે નિત્ય પ્રભુને કષ્ટ હરો દીન જાણી—ઓ.

**૬૫-(સબુર સબુર સબુર સબુર ઓળખી ગયો છું પ્યારી-એ રાગ)**

દીસે રૂડાં નંદકુમાર નિરખી જાઉં બલીહાર,
લલીતવદનગલીતકુસુમવલિતવેષકોણશેષ નિરખીવર્ણુવાયનલેશ,
મન મોહન આનંદ કંદ મુરલીધર બાળમુકુંદ-દીસે.
શોભાસલુણાશ્યામનીબલીહારીએજનામનીતેજઆભુષણદામની.
રસીક મદન ગોપાલ લાલ બાંસરી બજાવે તાલ-દીસે.
યાજ્ઞિક કેરી વીનતી પ્રભુ, સાંભળોને અહો વિભુ, રાખો સર્ણુ આ દાસને
ગીરધારી, મોરારી, બલીહારી તુજપર જાઉં હું વારીવારી-દીસે.

**૬૬-( ઉડા મન જા જગ બંધન તોડા-એ રાગ )**

ભુલ્યો કાં તું અભીરામને ભાઇ-ટેક.
સ્વાર્થી માયા સત્ય છે ભાઇ,
અવર જગતની ઠગાઇ જાણ મનવા-ભુલ્યો-ટેક.
જો ઉતરવું હોય ભવસાગર, તો ભજશો પ્રભુને સુખદાઇ-ભુલ્યો.
પ્રહેલાદની પ્રભુ વારે ચડીને માર્યો રાક્ષસ પ્રભુએ આ મનવા -ભુલ્યો.
સુદામા કેરા તાંદુલ લઇને કંચનના મોહોલ કરી સુખદાઇ-ભુલ્યો.

**૬૭-( ભ્રમણમાં ભુલી ભટકે શુ ભાઇ -એ રાગ)**

ભ્રમણમાં ભુલી રામ વીસાર્યા સંત જનોને પાર ઉતાર્યા,
સુખદાઇ, ગુણગાઇ, ભજો ભાઇ, પ્રભુતાઈ,
રંગ રેલ છેલમાં વસીએ પ્રભુ નામ ઉરે ધરી હશીએ,
ભજો ભાઇ, ગુણ ગાઇ, સુખદાઇ-ભ્રમણમાં.

૬૮—( ન જોય પ્રીતી રૂપ ગુણ ધનને—એ રાગ )

ન જુઓ પ્રાણી રૂપ ગુણ ધનને,
ખલકની ખોટી માયા વળગી રહી મનમાંઇ.
લેશ ન મળે તેમાં કોઇ જનને—ન જુઓ.
મનુષ્ય ધર્મ પોતાનો મુકી, ચાહે સ્વાર્થ બગાડે તનને ;
રાખી કૃપણુતા પ્રભુ ન નિરખે એ શું સુધારે પોતાના મનને—ન.

૬૯—( હાય ફસાવી મને તેં હરી—એ રાગ )

વ્યર્થગુમાવોશું વખતજરી આઅવસરમળેનહીંતુજનેફરી—વ્યર્થ.
સહજાનંદને સુદ્ધ ચિતે નિરખો તો ભવસાગર તરી— વ્યર્થ.
આ ભવમાં અતી વ્યાધી તનમાં સેવો સાચેદીલેથી હરી—વ્યર્થ.
યાજ્ઞિક વંદે થઇ પ્રભુ દાસ રાખજો અવીચળ સદા નરહરી—વ્યર્થ.

૭૦—(નાના પ્રીતન પ્યારા નહી પ્રીત તોડું રે—એ રાગ)

કૃપાળુ જગસ્વામી અહો, કૃપા કરો તમે—ટેક.
દયાનિધિ દોષ સઘળા વિહાર, નહીં કદી ઉપકાર તમ વીસારૂં રે—કૃ.
જગતવિશે વિભુ તુજકૃતીભારી, હરખાયમનઅતીસે વિભુ મારૂં રે—કૃ.
યાજ્ઞિક તણી વિનતી સ્વીકારો, આપો સુદ્ધ જ્ઞાન દયાળુ સારૂં રે—કૃ.

૭૧—( ઝુકી આઇરે બાદલીઆ શ્રાવનકી— એ રાગ )

શી જગતની ઘટના છાઇ રહી, છાઇ રહી મન રીઝાવી રહી—શી.
નાવ નદી તરૂ વૃક્ષો સુસે.ભિત, ફુલ પાન રંગ રેલ દીસીતવા.
નિરખી મન જાય બલીહાર ગતી વિભુ—શી જગતની.
ગાન તાલ સહુ મૃદંગ રંગમા રાસ રચી પ્રભુ નામ ધરીને.
ગાય પ્રેમ ધરી યાજ્ઞિક નિત્યે, ઇશ ચરન શીશ રાખું સદા—શી.

### ૭૨—( બચાલે મુજકો મેરે કીરતાર—એ રાગ )

પ્રભુ તુજ ગહન ગતી છે અપાર, પામ્યો કોઇ ન પાર— પ્રભુ.
વિશ્વની રચના રચી તુજ નિયમે હે અવની આધાર,
બ્રહ્માદીક સનકાદીક મુની કોઇ ન પામ્યા પાર— પ્રભુ.
એવી કળા અદભુત તમારી, સુદ્ધ શાંતી દાતાર,
ભાનુ અને શશી ભ્રમણમાં દીશે જય ખુબી કીરતાર— પ્રભુ.
પાહાડ પરવત નદી નાળાં જોઇ લાગે ડર અપાર,
ધીરજ ધારણ ધરૂં મનમાં તોય ન શાંતી લગાર— પ્રભુ.
ધન્ય ધન્ય પ્રભુ ગતી તારી ધન્ય ધન્ય તુજ મહીમાય,
યાજ્ઞિક નિત્યે ભજે તમોને તમ ચર્ણે ચીત ચ્હાય— પ્રભુ.

### ૭૩—( કંગનવા મોરા કરકે સરક ગયોરે—એ રાગ )

અહો દેવ દયાનીધી મારૂં કષ્ટ હરોરે, દીન જાણી દુઃખ કાપો,
ટાળો અમારા પાપો, મુને દાસ કરી થાપો—અહો.
જય જગત્રાતારે, હે વિશ્વ વિધાતારે, તુજ ગતિ અપાર,
પામ્યો નહીં કોઇ પાર, છો દીનબંધુ દાતા વિનતી ઉર ધરોરે-અ.
વિભુ વિશ્વપાલારે, મદન ગોપાલારે, નમુ પ્રભુ દીનદાતા,
હે જુગદીશ ત્રાતા, સંકટ સમયે તમ દાસને સહાય કરોરે—અ.

### ૭૪—( આર્યા. )

વૃથા કરે અભીમાન જે, તે નર જાણો તુચ્છ,
પણ એક હરીની ભગ્તી વીના, ધીઃક દાઢી ધીઃક મુચ્છ.

૭૫—( પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે—એ રાગ. )

નમું રત્નેશ્વર મહાદેવ ઉમીયા પતીરે વર્ણવું પ્રેમ થકી મહીમાય.
જય અખીલ વિભુ ગિરિજાપતીરે.
શૈલજાના કાન્ત શીવજી બીરાજતાંરે કૈલાસાધિપતી મહાદેવ—જય.
(સાખી) માઘે કૃષ્ન પક્ષમાં, ચતુર્દશીને દીન;
મેળો ભરાય ઉમંગથી, નિરખી મન થાય લીન.
પ્રાતઃકાળથયેજનઆવેટોળેમળીરે, બોલેશીવસંભુજયજયકાર—જ.
(સાખી) રત્નાગર સાગર વિષે, સ્નાન કરે જન અપાર;
ત્રિવિધ તાપ તેના ટળે, સ્નાન કરે જેણીવાર.
પુષ્પઅખીલગુલા લબીલીપત્રલઈને, ભોળાનાથનેવધાવાનેજાય—જ.
(સાખી) દર્શન કરવા શંકર તણા, જાય હોંસે નરનાર;
ગુફામાંહી બીરાજતાં, મંગલ ભવ ભયહાર.
ગૌરવર્ણપરઅંગેબીરાજેફણીરે,ભસ્મધારીભીડહારીદીનદયાળ-જય.
(સાખી) ધરણીધર માત ગંગને, જટા વિશે ધર્યાં;
ભોળાનાથ ભક્ત તણા, દુઃખ હોંસે હર્યાં.
એવાભોળાનાથઅખંડશીવનાથજીરે, કાપેભક્તોનાદુઃખઅપાર—જ.
(સાખી) ચકડોળ ફજેત ફારકા, દુકાનોનો નહીં પાર;
ઘોડાગાડી સાઇકલો, બેલગાડી બેસુમાર.
તેમાંબેસીઆવેનરનારીઉમંગથીરે, જાયદર્શનકરવાત્રીપુરાર—જય.
રાખોસર્ણમાંઆદાસનેદયાનીધીરે, પ્રણવેયાજ્ઞિકવારંવારે—જય.

### ૭૬—( મારે પાવન કરીઓ પલંગ—એ રાગ. )

શોભે મુરતી મન હરનાર પંચમુખી હનુમંતા,
જાય દર્શનથી દુઃખ તમામ ભગ્તોના તાપ હરંતા.
પંચમુખી હનુમંતના દર્શન કરવા કાજ,
નરનારી ટોળે મળી સાથે તેડી નાના બાળરાજ—પંચમુખી.
ચૈત્ર સુદિ નવમી દીને મેળો સુશોભિત થાય,
મનુષ્ય મળે ત્યાં અતી ઘણું ત્યાંતો ભજન પ્રભુના ગવાય—પંચ.
સુંદર દેવળ છાજતું શોભા તણો નહીં પાર,
શંકર રઘુવીર શોભતાં નીરખી પાપ બળે ક્ષણવાર—પંચમુખી.
નમું નમું સહુ દેવને લળી લળી લાગું પાય,
યાજ્ઞિક વંદે તુજ ચર્ણમાં જેથી સંકટો સઘળા જાય—પંચમુખી.

### ૭૭—( મહીનું કરતાં મુલ પ્રેમદા ખોટા દેખાશો—એ રાગ )

હરીના ગુણ તમે ગાઓ ફોકટ શું વખત ગુમાવો—હરીના.
એક દીન કાલ તુજપર આવી પડશે લઇ જાશે ક્ષણવાર,
જમપુર જમ લઇ જાશે પલકમાં મારશે મુદગળમાર—હરીના.
બળતી અગનમાં નાંખશે તુજને વેદના વસમી કરાવે,
શુળી લઇ તનમાં ભોંકાવે સાપ વીંછી કરડાવે—હરીના.
લોહ જંત્રમાં નાંખી તુજને કરશે દળી ચકચુર,
લોહ તપાવી તુને બથ લેવરાવે જમની પાસ હજુર—હરીના.
માટે ભજીલે પ્રભુને મનવા તો સ્વર્ગ સુખ પામી,
યાજ્ઞિકના પ્રભુ દીન દયાળા પ્રણમું સદા શીશ નામી—હરીના.

૭૮—( ગંગ જટા જુક રહી શીરપે સો ઝર ઝર—એ રાગ )
જે નરે હરીતણું સરણું લીધું તે ભવસાગર તર્યો રે—ટેક.
આધી વ્યાધી સહુ દુર કરીને, શુદ્ધ મનથી નિરખે પ્રભુને,
તે જન અમૃત પાન કીધાસમ હરનીશ ઉમંગે ભર્યો રે—જે.
પ્રેમ ધરી જેને હરી રસ ગાયો તે જગ જીત્યો ફેરા ફરી,
યાજ્ઞિકના સ્વામી શ્યામ સલુણા મમ આંખોમાં અમી ભર્યો રે-જે.

૭૯—( માજી મુજ વાલમ—એ રાગ )
ભુંડા જીવ ભાવે ભજીલે હરી—ભુંડા—ટેક.
સુધા રૂપી પ્રભુ ભક્તિ તમારી, રાખો શરણુમાં ગીરધારી—ભુંડા.
આ ભવસાગર અઘાટ ભર્યો છે, મળે નહીં તેમાં સુખ લગારી-ભું.
સાચું સગપણ માનો પ્રભુનું, એથી થવું સદા સુખકારી—ભુંડા.
યાજ્ઞિકના પ્રભુ કરશે કરૂણા, લેશે ભવસાગરથી ઉતારી—ભુંડા.

૮૦—( દીલકે દીલમે અરમાન રહે—એ રાગ )
ભજો પ્રેમ ધરી, મુખે કહોને હરી, સહુ પ્રણમો જગદાધાર—ભજો.
ભવપાર તરી, જોલજી એ હરી, નહીંસ દેહ જરી, સત્ય માનો તમે નરનાર,
ભજો ભગવાન, તજો અભીમાન, કરી ભગતી સાચી પ્રભુ ધ્યાન ધરી
નિરખો સદાય હરી, સત્ય માનો તમે નરનાર
આપો સુબુદ્ધી અહો અવીનાશ, (બે) જેથી સુકૃત કરી પ્રભુધ્યાન ધરી,
ભવપાર તરી, સત્ય માનો તમે નરનાર—ભજો.
મળે સુખ અપાર, જીંદગાની સુધાર, કહું વારમવાર,
તુજ માટે કહું, આ વચન સહુ, સત્ય માનો તમે નરનાર—ભજો.

૮૧ ( નાથ કૈસે ગજકો બંધ છુડાયો—એ રાગ )

ચાલો ભાઇઓ હરીના ભજન સહુ ગાઇએ, ગાઇને પાવન થાઇએ.
મનુષ્ય દેહ તુજ ઉત્તમ મળ્યો છે તે કહે શાને માટે,
રમત ગમતમાં દીન ગુજારો તો, મુકતી મળે નહીં વાટે—ચાલો.
કરસો આરાધન પ્રભુ ભજનમાં ભજશો વાટે ઘાટે.
શુદ્ધ ચીતથી સ્મરણુ કરશો તો મુકતી મળે તેને સાટે—ચાલો.
સમય ગયા પછી હાથ ન આવે ક્રોડ ખરચતાં નાંણે,
અવસર છે તુજ પ્રભુ ભજ્યાનો લ્હાવો મેળવ આ ટાણે—ચાલો.
જો ભવપાર ઉતરવું તમારે તો નિરખો નર હરી સદાય,
યાજ્ઞિકના સ્વામી છે પરમ કૃપાળુ કરશે કષ્ટોને વિદાય—ચાલો.

૮૨—( કોઇના શીરપર વગર વીચારેરે ખોટું—એ રાગ)

હરી ભજનમાં ચીત ચોડરે, જેથી સુધરે તારૂ કાજ,
નિત્ય ભજી લે જગરાયરે, જરા આણી દીલમાં લાજ.
સંગત કરો સંત જનોની કરો હરીતણું જ્ઞાન,
કેફી વસ્તુનો આહાર કરીને બનો નહી ગુલતાન—જેથી.
નીંદા ચોરી ઈર્ષા તજીને છોડી વૃથા અભીમાન,
કુકૃત્ય તણો નાશ કરીને, મેળવો સદબુદ્ધી જ્ઞાન—જેથી.
સ્વારથમાંહી ડુબ્યો તું મનવા, કરી લે જીંદગી ઉદ્ધાર,
એકાગ્ર ચીતથી પ્રભુ ભજી લે, એ થકી તું તરનાર—જેથી.
સંબંધ સઘળો સત્ય ન માનો, જુઠો સહુ સંસાર,
યાજ્ઞિક કહે અહીં મેળો ભરાયો, વીખાવું છે ક્ષણુવાર—જેથી.

**૮૩-(ડરમાં તું દીલ સાથ છોકરા ડરમાં તું દીલ સાથ-એ રાગ)**

ભજી લે સીતારામ, મન તું, ભજી લે સીતારામ,
નવ બેસે ખોટો દામ, મન તું ભજી લે સીતારામ.
તજી કુટીલતા હરીને સંભારો, જેથી થાસે તેમાં મોક્ષતમારો.
સત્ય માનજો આ છે સદવીચારો, માગો હરીપદ વાસ તમારો,
(અમો દીન છીએ, તમારે સર્ણે) કહેયાજ્ઞિક ભજો અભિરામ-મ.

**૮૪-(અજબ જમાનો આવીઓ ખરે સુણીએ - એ રાગ)**

આ ભવમાં રહી પ્રભુ ન નિરખો અમુલ્ય વખત તુજ જાય,
આ કાયા તુજ કામ શું આવે, કયાંય નહીં વેચાય-આ ભવમાં.
ત્રીવીધ તાપ તુજ ક્ષણમાં ટળશે, પ્રેમ થકી હરી ભગ્તી કરશે.
આનંદ ભુવન રહેવા મળશે, એકાસ્થળ તુજ ઠામ ઠરશે,
ધર્મ ધુરંધર ન્યાય કૃપાળુ યાજ્ઞિકના દુઃખ હરતા—આ ભવમાં.

**૮૫—( એરી એરી સઇયાંકો મીલાવે—એ રાગ )**

જરી જોને તું મનવા વિચારી, આ ભવ સઘળું સ્વારથ ભરેલું,
જાય નરનારી સહુ હારી—જરી જોને.
ધર્મકુંવર હરી શોભા સાગરરે રૂપ ઉપર જાઉં વારી-જરી જોને.
યાજ્ઞિક વંદે નિત્ય હરીને નેનુમાં પ્રભુ અમી ભરી—જરી જોને.

**૮૬—( મદન પડયો કેડરે—એ રાગ )**

ગીરધારી ભજો ભાવથી (બે) મળે તેમાં સુખ અપારરે- ગી.
નામ કૃષ્ણતણું પ્રેમે નિરખો, ટળશે પાપ ક્ષણુક્ષણુવારરે— ગી.
ભવસીંધુ તરવા કાજે આ ભગ્તી, કરો સતસંગ હીતકારરે— ગી.
યાજ્ઞિક ચાહે નિત્ય પ્રભુની મુરતી તુજ જુગદાધારરે— ગી.

૮૭—( પ્રિય મિત્ર વિના હો ભાઇ—એ રાગ )

ભજો ભાવે પ્રભુને ભાઇ, જેથી થશો સદા સુખદાઇ—ટેક.
તમ તાપ ત્રિવીધના ટળશે, ક્ષણ માત્રમાં સુખડું મળશે ;
જાસે દુ:ખડા સહુ દબાઇ, જેથી ભજો પ્રભુને ભાઇ—ભજો.
માત તાત ભ્રાત સહુ ભગીની, જાણો સઘળી સ્વાર્થની લગીની ;
એમાં હરી ભજન સુખદાઇ, માટે નિરખો પ્રભુને ભાઇ—ભજો.
કહે યાજ્ઞિક વીનતી સ્વીકારો, રાખી ભગ્તીમાં સદવીચારો ;
ભવ તરવા તણી આ સવાઇ, માટે નીરખો પ્રભુને ભાઇ—ભજો.

૮૮—( શીદ કુમાર્ગે તજાવી દીધું નગ્ર પીતાજી—એ રાગ )

જય ગીરધારી મોરારી તમ સર્ણે અમો આવીએ આ બાળ,
જાઉંવારી, જયકારી, ભયહારી, શ્રીહરી તમ ચર્ણે મહારાજ.
દીનજાણી, દો વાણી, અબીચળ રહે પ્રાણી, શુદ્ધ શાંતી દાતાર-જ.
આ ભવમાંહી જન્મ ધરીને કીધાં કોટીક અમોએ પાપ,
પાપ થકી છોડાવો અમને મેહેર કરોને અમપર આપ,
પ્રભુ તુજ ગાઉં ગુણ વાહ, વાહ, હરનીશ હોંસ ધરી આહ આહ,
કૃપા સાગર, કરો કૃપા, યાજ્ઞિક આવે તમ સર્ણે, ટળે જન્મ મર્ણ-જ.

૮૯—( મરાઠી સાખી )

ક્ષણે ક્ષણે સંભારૂં તુજને, દીનદયાળ જગસ્વામી,
આ ભવપાર ઉતારો અમને, ચર્ણે શીશ અમો નામી,
દયાળુ દેવા, કરૂં નમૃ ભાવે તમ સેવા.

**૯૦—( કરમ કર મેરે હાલપર અએ કરીમ—એ રાગ.)**

મોહન તારી બલીહારી જ્હાવું વારંવાર,
તુજ માયા તણો નહીં પામ્યો પાર—મોહન.
આજગ્તવિશેદીશેતુજમહીમાય, કૃપાજુગદીશનમું વારંવાર–મો.
જવાહીર,સોનુંરત્નકર્યાતેઉત્પન, એસર્વેકળાતુજસૃષ્ટીઆધાર–મો.
નમે યાજ્ઞિક તુજ પરમદાસ, તુજ ચર્ણે રાખે અહો જગદાધાર–મો.

**૯૧—(છે તું ગુણ રૂપે સુંદરી જાણે અપ્સરા ઈન્દરી—એ રાગ)**

પ્રભુ મુજ વીનતી સ્વીકારી, લ્યો ભવસીંધુથી ઉતારી,
મહીમા હું ગાઉં હોંશે તમારો, તાપ વિદારો,(બે)અહો મોરારી–પ્ર.
શકતીવાન પ્રભુ તમે સદા છો આપો શુભજ્ઞાન દયાનીધી હો,
કાપો તાપો, સુખ આપો, અહો જગદાધારી—પ્રભુ.

**૯૨—(પત્ની દાસી છું તારી, થયો આનંદ મુજ—એ રાગ)**

આવો પ્રભુ મારે મંદીરઘનશ્યામ,ખરચું લાખેણો દામ જગસ્વામી
મોહોલે આવી પ્રભુ તાપ નિવારો, મુકું ખોટો મામ–આવો.
દરશન તમ પ્રભુ આપો છોગાળા, યાજ્ઞિકને સદા દીનદયાળા,
કરો કૃપા અભીરામ—પ્રભુ.

**૯૩—(આજ ખુશીકા કયેસા સમા દીલ સાદ હુમારા—એ રાગ)**

ઇશ રટન કર રોજ તું મનવા એ તુજ કાજ સુધારેરે–ટેક.
માયા માંહી જીવ લોભાવી પ્રેમે પ્રભુ નવ નિરખેરે,
યાજ્ઞિક એક ચીતથી પ્રણવે હરીપદ પાર ઉતારે—ઇશ.

૯૪—(જરી ખુમારી ઉતાર અલી નાનકડી નાર—એ રાગ)

મન પ્રભુને તું ભજ, તજી તું અભીમાન—ટેક.
ફરી જો તું કુસંગની સંગ રમે–તજી તું.
અમુલ્ય અવસર જાય તુજ આ ફોકટ વખત ગુમાવે અરે કાં
મનુષ્ય તણો અવતાર મળ્યો સકુમાર—તજી તું.

૯૫—(જાઓ જાઓ એવી પાપી વાણી બોલતાં—એ રાગ)

ભજો ભજો ભાઇ પ્રેમ ધરી પ્રભુને સંભારી જરી દીલમાં વીચારી
નિરખો મોરારી, છોડી તમે સદવીચાર, ચાલો છો બની ગમાર,
નથી દેહનો નિરાધાર માનો વચન છે સાર,
નિરખો પ્રભુને પ્યારા સુધરે જેથી કાજ તમારા,
કરશો એવો વિચાર તો થાશે અતી સુખકાર—ભજો.
દુનીઆમાં સાચું ખરૂં પ્રભુને નિરખો ભાઇ,
મિથ્યા સર્વે જાણો તર્ક સાચી એજ છે કમાઇ,
રહી સત્ય ધર્મે પ્રભુને સંભારો સહી સંકટો પણ લહો સદ્વીચારો
રાખી ભય પ્રભુથી જરા અહો ભાઇ, યાજ્ઞિક કહેછે કરી નમનતાઇ-ભ.

૯૬—( માલકોશ )

રટો શ્રી રાધાવર ગીરધારી ત્રીવીધ તાપ તુજ ટાળે મોરારી,
અતી સુખ દેશે જગ્તવિહારી—રટો શ્રી.
મહાન રૂષિઓ તપને ધારી, નદી સરોવર સ્થળે બેસીને,
નિશ્ચય દ્રઢ મનથી તપ આચરે, થયા ફળીભુત સદા સુખકારી–રટો.

૯૭–(જાઓ છબીલાજી છેલરે મારી રસીયા—એ રાગ.)
આવો મારે મંદીર ઘનશ્યામરે મોરે રસીયા દર્શન દેવારે–આવો
ધર્મ કુંવર છબી હોંસે નિરખું, દુઃખ ટળે ક્ષણ વારરે–મોરે.
ભાવ પ્રીતથી ભોજન જમાડી, મુખવાસ વીવીધ પ્રકારરે– મોરે.
ગજરા પુલોથી સેહેજ બનાવું, બીરાજો નંદ દુલારરે– ારે .
દેવકૃશ્નને દર્શન દેવા, આપો લાવો મોરારરે– મોરે.

૯૮ (રથ પે રઘુ નંદન આવત હુયે—એ રાગ.)
નિરખોરે છબી ઘનશ્યામ તણીરે—ટેક.
ચાલોરે ભાઇ દેવ દર્શન જાઇએ—નિરખો.
ધર્મ કુંવર નંદલાલ નિહાળો, રાખો ઉરે હોંસ ઘણી—નિરખો.
એરે દર્શન તુજ મોક્ષકારી છે, એજ કમાઇ ક્રોડગણી—નિરખો.
શ્યામ સુંદર પ્રભુ દર્શન કારણ, ઉલટ ભરી જાય મંદીર ભણી–નિ.
યાજ્ઞિકના પ્રભુ દીસે રૂપાળા, મોર મુગટે જડયાછે મણી—નિરખો.

૯૯—(કિને પ્યારી કહીને બોલાવે નાદાન—એ રાગ.)
કહેને પ્રભુ ભજીશ તું કયારે નાદાન ભજ્યાનો વખત આ છે ભુલ્યો
કેમ ભાન, આગળ થાશે ગતી તારી, કહેને તું સમજ વીચારી,
પાપમાં ડુબ્યો છે પ્રાણી બની ગુમાન–કહેને.
અમુલ્ય વખત તુજ જાય શુભ આ, માટે ભજી લે હરીને મનવા,
તું વીચાર તજ માન, ન થા ખુવાર, મારી વીનતી તું માન
તજી બેઠો સુદ્ધ સાન, વૃથા રાખી અભીમાન, ન કરે જરા
પ્રભુ શાન, માયામાં લોભાવે જીવ સાને નાદાન.—કહેને

**૧૦૦-(દુ:ખ પુછત હમારા કોઈ નહી રાત પીયા—એ રાગ.)**

આવો આવો મંદીરે મારે શ્યામ હરી, જોઇ જોઇ નિરખું નેણાં ભરી
જરકસીયો હરી જામો પેહેરીરે, માથે મુગટમણી કંચને ભરી-જો.
શોભે છોગાં કલંગીને તોરારે, ચીત ચોર્યું મારૂં શ્રી નરહરી—જો.
ફુલડા કેરી માળા સોહાવે, કરમાં ગજરા બાજુબંધ પેહેરી.—જોઇ.
કડાં સાંકળાં વેઢ બીરાજેરે, પોંચી સુવર્ણની હોંશે ધરી— જોઇ.
દેવકૃશ્ન પ્રભુ તુમ છબી નીરખી, જાઉ તમોપર બલીહારી--જોઇ.

**૧૦૧—(સતી સુંદરી પ્રીયમારી—એ રાગ.)**

સખી સુંદર છબી પ્યારી—જો.
વદને વિશાળ મુર્તી નિહાળ—સખી.
કરતા નૌતમ ખ્યાલ, ભકતના પ્રતિલાલ, દયાળુ નંદલાલ
મુજ મન વશીયા—સખી.
સુંદર લાલ, મદન ગોપાલ, લટકતી ચાલ, કરંતા તાલ—સખી.

**૧૦૨—(આમબા આમ શું ધીરજપર હસતાં આંએ—એ રાગ)**

પ્રભુ આમ શું મોરલી બજાવી મન હરતાં આ એ,
રાજ દુલારારે—પ્રભુ.
મોર મુગુટ હૈયે હાર બીરાજે, કુંડલ મકાકૃત શોભે નંદલાલા,
નીરખી જાઉં બલીહારી છેલ છબીલા
દર્શન આપો પ્રભુ મદન ગોપાળા—આમ.
સુંદર તોરા છેલ પાઘડી, જરકસીયાપ્રભુ જામા પેહેરી,
દેવકૃશ્ન પ્રભુ સર્ણુ તમારે, રાખો અવીચળ
સદા મોરારી—આમ શું.

**૧૦૩—(મોરી અખીયા તરસન લાગી—એ રાગ.)**

**તમે જાગો પ્રીતમ પ્યારા, તુમસે મોરો મન લાગ રહ્યા—જાગો.**
પ્રાત થયું મન મોહન પ્યારા
જાગોને નેનું આધારા—તમે જાગો.
ઘેર ઘેર ગોપી મહી વલોવે, આનંદ ઉલટ અપારા—તમે.
દંતધાવન લાવું ખુરખુરનું, હોંસે કરો હરી મારા—તમે.
સુંદર સુવર્ણ કેરો કળસ, લાવું ભરીને જળધારા—તમે.
ગાદી તકીયા મખમલના લાવું, સુંદર કરી સુધારા—તમે.
દર્શન આપો પ્રભુ ભક્ત જનોને, ઉભા આવી તમ દ્વારા—તમે.
યાજ્ઞિક ચાહે મુરતી ચીતમાં સેવે ચરણ તમારા—તમે.

**૧૦૪—(કોણરે સમાના કામની—એ રાગ.)**

જાગોરે જીવન મારા મારા નાથજી, પ્રણમું સદાય મોરારી
દરશન દ્યો પ્રભુ દાસને કરૂં ભગ્તી પુકારી—જાગો.
બહુ રૂપી દરવાજે બેસીયા, ઉભા નેજા ફરકાવી,
એ સઘળા પ્રભુ દર્શન કારણ, આવ્યા મુખ મલકાવી—જાગો.
દ્વારપાળ ઉભા સામને, કરે જય હરી પુકાર
જાગોરે ચતુર્ભુજ મુર્તી, આપો દર્શન આવાર— જાગો.
મહીયારી સહુ મહી વલોવીને, બેઠી બાળ રમાડે,
નારી નાથને પ્રીતથી સુંદર ભોજન જમાડે—જાગો.
જાગો હવે જદુનાથજી આપો દર્શન અવીનાશ
યાજ્ઞિકને રાખો સર્ણમાં વિનવે થઇ તમ દાસ—જાગો.

૧૦૫—(પ્રાત થયું મન મોહન પ્યારા—એ રાગ.)

ઉઠો ઉઠોરે મારા વીરા આ સમે અમુલ્ય વખત તુજ જાયરે.
પ્રભુ ભજીશ તું ક્યારે પ્રાણી, કહેને મનવા વીચારીરે,
લાવો મળે નહી આસમ તુજને, ભજી લે વખત વહી જાયરે—ઉ.
એક દીન જાઉ ધનમાલ તજીને, એ જાણોછો ભાઇરે,
રામ સ્મરણ તું સાચુ માનીલે, એ તરવાનો ઉપાયરે—ઉઠો.
પાર ઉતારે ભવસાગરથી ભક્તીમાં ચીત ચોડારે,
ઇશ ચર્ણમાં શીશ નમાવો નિત્ય પ્રભુ ગીત ગાયરે—ઉઠો.
શ્યામ સુંદર છબી મન હરનારી તે તણું ધરોને ધ્યાનરે
યાજ્ઞિકના સ્વામી પરમ કૃપાળુ કરસે કરૂણા સહાયરે—ઉઠો.

૧૦૬—(જાગ્યને જાદવા કૃશ્ન ગોવાળીયા—એ રાગ.)

જાગ્યને મનવા વાણું વહી જાય છે,
પ્રભુ તણી ભગ્તીનો જાય લાવો.
સંધ્યા સ્નાન કર ત્વરા, દેવ દર્શન હરી હરા,
પુજન વિધી યુકતે કરીને હરીગુણ ગાવો—જાગ્યને
પ્રભુ ભજ્યાનો અમુલ્ય વખત, જાયછે વીચારી જો
ફરી વખત નહીં હાથ આવે ફેર ફેર આવો—જાગ્યને.
સંગત કર સત્સંગ જનની, જેથી સુધરે તુજ કાર્યો,
હરી ચરણમાં ચીત ચોડી, રાખ્ય અતી ભાવો—જાગ્યને.
સુખ સંપતી અતી દેશે, પ્રભુ ભજનમાં પ્રાણી તુને,
યાજ્ઞિકના પ્રભુ છે દીન દયાળુ આપે શુભ લાવો—જાગ્યને

## ૧૦૭—શ્રી નૃસિંહજીનો થાળ.

શ્રી નરહરીને શિશ નમાવું, શોડશી પુજા ગાવું વાલા,
આવાહન આસન પગ ધોઇને આચમન દઇ નવરાવું વાલા ॥૧॥
ચંદન તુલશી ધુપ દીપ, નૈવેદ કરી જમાડુ વાલા,
ભાતભાતનાં ભોજન રાંધી પહેલાં પીરશું લાડુ વાલા ॥૨॥
કંસાર પોળી ઘીએ ઝબોળી, દુધપાકને પુળી વાલા,
બરંદ ચોખા ને બાંસુદી, શીખંડને કચોળી વાલા ॥૩॥
મેશુબ બરફી ને મોતૈયા, મોતીચુર ને સાટા વાલા,
જાતજાતનાં શાક શુધારી, ઘીએ તળ્યાં બટેટાં વાલા ॥૪॥
દાલ કડીને વડી વઘારી જે જોઇએ તે લેજો વાલા,
ધાણું જીરૂં મરી મસાલો ખારૂ મારૂં કેજો વાલા ॥૫॥
અથાણું આદુ કેરીના મોઢે માગી લેજો વાલા,
જમતા પાણી મધ્યે પીને મુજને દર્શન દેજ્ન વાલા ॥૬॥
શુદ્ધાચમન દઇ ચરૂ કરાવી પાન સોપારી આપું વાલા,
શ્રી નરહરીનું નામજ લેતાં પાપ પૂર્વનાં કાપું વાલા ॥૭॥
થાળ જમાડી આરતી ઉતારૂં પછે પ્રકમમા ત્રણ વાલા,
સ્તુતી કરી પ્રણામ કરૂં તો તેનું પૂણ્ય અગણ્ય વાલા ॥૮॥
દાડી દાડી આસુખ દેજો, એવી માગું આશ વાલા,
રણજિતને રૂદે વશીને તોડો ભવનો પાસ વાલા ॥૯॥
શ્રી નૃશીંહજીની પુજા કરીને જે કોઇ પ્રીતે ગાશે વાલા,
તેનાં ઉપર નર પંચાનન સહેજે રાજી થાશે વાલા ॥૧૦॥

## ૧૦૮–ॐ वांगमय मुर्तिनी आरती.

જય વાંગમય મુર્તી, જય વાંગમય મુર્તી
તમને શ્રવણે ધરતાં, શુદ્ધ થઇ સુરતી.–જય.
કરૂણાં કરી કૃપાળ, મન માગ્યું દેજો (બેવાર)
શબ્દે સુરતી ધરતાં (બે) હૃદીઆમાં રેજો.–જય.
અહો અલૌકીક વાત, કેમ હું કહી દાખું (બેવાર )
સુપ્તા હૃસ શ્રવણેથી, (બે) જીવ તર્યા લાખુ–જય.
પ્રેત પરિક્ષિતરાય, પત્તન પુરવાશી (બેવાર)
તેયુને સાત દિવશમાં, (બે) મુગ્તિ થઇ ખાસી–જય.
અવળાં અંતઃકરણો, જે ધંધો કરતા (બે)
તે ટાળી તમે કીધાં, (બે) ચૈતનમાં મળતા–જય.
જોગ જગ્ન વૃત નિયમ, તે પણ તુચ્છ જાણું (બે)
તેયુનું સાત દિવસનું, (બે) શું કહું પરમાણું–જય.
रत्नजित्तને રસ લાભ જે આપે દીધો (બે)
કાન કલપ તરૂ મળતાં, (બે) પાયોને પીધો.–જય.



## અગાઉથી ગ્રાહક થએલના મુબારક નામો.

—:0:—

૧૦૦ શેઠ દેવકરણ દેવજીભાઇ
૫૦ બાબુ કલ્યાણજી મુલજી
૫૦ ઠકર કુંવરજી ખેરાજ
૧૦ જાની હીરજી નાનજી
૧૦ માસ્તર જગનાથ દયાલજી
૧૦ ,, લક્ષ્મીશંકર રતનજી શુ.
૧૦ ,, કલ્યાણજી અંબારામ
૫ પીતામ્બર કરશનદાશ દ્વિવેદી
૨ માસ્તર હીરજી કાલાણજી
૨ ,, કાનજી જીવરાજ.
૨ ,, ફકીર ભસરીયા
૨ ,, શંભુ જેરામ.
૨ ,, ત્રીકમજી જેઠા
૧ ,, સુંદરજી વેરસી
૧ ,, ધનજી જેરામ.
૧ ,, ધારસી રામજી
૧ ,, લધા ઓધવજી
૧ ,, હંશરાજ હરીરામ
૧ ,, લધા માવજી
૧ ,, આનંદ મેઘજી
૧ ,, ફકીર તુલસીદાસ
૧ ,, પ [illegible] પ્રાગપીઆ
૧ , [illegible]જી સુ[illegible]રજી
૧ [illegible]જી
૧

૧ ,, કેશવજી ગોવીંદજી
૧ ,, વેલજી કાનજી
૧ ,, નારાયણ વસરામ
૧ ,, ઠાકરશી ભાગચંદ
૧ ,, હરીરામ દેવજી
૧ ,, કેશવજી જાદવજી
૧ ,, સુંદરજી જેઠા
૧ ,, રાઘવજી મુલજી
૧ ,, જેઠાનંદ ભવાનદાસ
૧ ,, કાકુ ગીરધર
૧ ,, મનજી માધવજી
૧ ,, જુઠા ભીમજી
૧ ,, કેશવજી પ્રેમજી
૧ ,, મથુરાદાસ ચાંગજી
૧ ,, જીવરાજ મનજી
૧ ,, તુલસીદાસ જીવણ
૧ ,, ભવાનજી કલ્યાણજી
૧ ,, પરશોતમ હરીરામ
૧ ,, ફકીર વાલજી
૧ ,, પ્રધાન હરીચંદ
૧ ,, દયારામ દેવચંદ
૧ ,, કાનજી પુંજા.
૧ ,, [illegible] મોનજી
૧ [illegible] લધા
૧ [illegible]

૧ ,, [illegible] હરીરામ
૧ ,, જેઠા સુંદરજી
૧ ,, ડોસા રાયમા
૧ ,, ટીકુ વેરસી
૧ ,, તુલસીદાસ મોરારજી
૧ ,, વેલજી કરમશી
૧ ,, ગોરધનદાસ તેજપાલ
૧ ,, ઈસરદાસ સુંદરજી
૧ ,, લવજી ભાણજી
૧ ,, પ્રેમજી દેવસી
૧ ,, ચાંદરૂ લીલાણી
૧ ,, મુલચંદ રાઘવજી
૧ ,, શામજી દામોદર
૧ ,, ડુંગરશી વીસરામ
૧ ,, મેઘજી ચેલાણી
૧ ,, ગોકળદાસ ગોપાળ
૧ ,, નારાણ વાલજી
૧ ,, નારાણ દામજી
૧ ,, ગોકલદાસ લાલજી
૧ ,, ચત્રભુજ પારપેઆ
૧ ,, હીરજી ભાણજી
૧ ,, રામજી હંસરાજ
૧ ,, છબીલદાસ સીવજી
૧ ,, ભાણજી લધા
૧ ,, હરીરામ મેનજી
૧ ,, વાલજી ભાગચંદ
૧ ,, શામજી ચોઈથ
૧ ,, મેઘજી ગંગારામ
૧ ,, હેમરાજ ભાગચંદ
૧ ,, જેઠ હીરજી
૧ ,, લખમશી [illegible]
૧ ,, વાલજી [illegible]
૧ ,, પે[illegible] [illegible]
૧ ,, લાલજી નાનજી
૧ ,, કરમશી સામજી
૧ ,, વનજી તુલસીદાસ
૧ ,, આસનમલ ગંગારામ
૧ ,, દામજી ફકીર
૧ ,, મુલજી શામજી
૧ ,, રામજી લાલજી
૧ ,, મોરારજી દેવકરણ
૧ ,, હીરજી ઝીણા
૧ ,, ઓધવજી રૂગનાથ
૧ ,, હરીરામ સુંદરજી
૧ ,, જાદવજી વીરજી
૧ ,, જશરાજ મુલજી
૧ ,, જેઠા ભગવાનજી
૧ ,, [illegible]
૧ ,, ઓધવજી રવજી
૧ ,, દેવચંદ માધવજી
૧ ,, રવજી માધવજી
૧ ,, લાલજી માધવજી
૧ ,, રતનશી રામજી
૧ ,, નેણસી ઠાકરશી
૧ ,, ઠાકરસી રાયસી
૧ ,, કાનજી [illegible]સી

૧ ,, ઈસર બીજાણી
૧ ,, રામજી મગન
૧ ,, ત્રીકમદાસ નરામદાસ
૧ ,, કલ્યાણજી વશરામ
૧ ,, ધારસી નાનજી
૧ ,, ધનજી ઇસર
૧ ,, વશરામ મનજી
૨ ,, તુલસીદાસ ગોવિંદજી
૧ ,, કરશન દયાળ
૧ ,, કાનજી પ્રેમજી
૧ ,, ગોકલદાસ આસુઆણી
૧ ,, નારાણ તુલસી
૧ ,, આસુ સવજી
૧ ,, લાલજી ચોઇથ
૧ ,, જેરામ મેગજી
૧ ,, મોતી નારાણ
૧ ,, પરસોતમ તુલસીદાસ
૧ ,, હીરજી પરસોતમ
૧ ,, વશરામ નરસી
૧ ,, હરી દેવશી
૧ દેરાશ્રી જટાશંકર મણીશંકર
૧ રાવલ જટાશંકર અંબારામ
૧ મેતા જાદવજી ભવાનીશંકર
૧ મેતા ઓધડ ભવાનીશંકર
૧ વ્યાસ મયાશંકર પ્રાગજી
૧ શાસ્ત્રી નીલકંઠ વેણીરામ
૧ શાસ્ત્રી બાલમુકુંદ વેણીરામ
૧ જાની સંભુરામ જગજીવન
૧ શુકલ વસરામ કાનજી
૧ શુકલ નથુરામ મહાશંકર
૧ રાવલ મુલશંકર વીશ્વનાથ
૧ દવે હરીલાલ અંબારામ.
૧ પુજારા વીરજી તુલસીદાસ
૧ સલાટ કરસનજી ખીમજી
૧ શેઠ પરમાનંદ ગુલાબરાય
૧ ,, મુલો આસનમલ
૧ ,, ઠાકુનદાસ ગંગારામ
૧ ,, નારાણદાસ જેઠદાસ
૧ ,, હરીચંદ સાધુમલ
૧ મે. મેગજી એન્ડ વીસરામ બ્ર.
૧ મેતા મગનલાલ ભગવાનદાસ
૧ દેવચંદ પ્રેમજી મુંબાઈ કુંપની
૧ મી. એમ નેથાની
૧ મી. પ્રતાપરાય સેક્રેટરી કુંપની
૧ મી. લાલાના એચ બરડેટી
૧ મી. મોહનલાલ પુરૂષોતમ
૧ મી રામચંદ્ર અમૃતરાય
૧ મી. નરશી માધવજી
૧ મી. ઓધવજી પ્રેમજી
૧ મી. લધુરામ ધરમશી
૧ મી. હનુમાન ગોકલદાસ
૧ મી. લાલજી ગોકલદાસ
૧ મી સીવજી આણંદજી સચદે.
૧ મી. ત્રીકમજી ઓધા
૧ મી. ભગવાનલાલ સવજી
૧ મેતા લાધા રામજી

૧ જોશી વેલજી ખેરાજ રતેસર
૧ ,, ફકીર કલ્યાણ ,,
૧ ,, ધરમસી ઉકેડા ,,
૧ ,, દામજી દયાળ ,,
૧ ,, કુંવરજી લખમશી
૧ ,, ઠાકરસી તેજપાળ
૧ ,, દયારાગ પારપેઆ
૧ ,, કાનજી લીલાધર
૧ ,, મુલજી ખુદારામ
૧ ,, લાભશંકર હરીરામ
૧ ,, પેરાજ પરસોતમ
૧ ,, જેઠા હંસરાજ
૧ ,, દેવજી પારપેઆ.
૧ ,, ડોસા ધરમસી
૧ ,, લાલજી આણંદજી
૧ ,, દયારામ વેલજી
૧ ,, મણીશંકર વસનજી
૧ ,, માલજી વશુભાઇ
૧ ,, લીલાધર મુલજી મકાણી
૧ ,, વીરજી ગોપાલજી
૧ ,, મુલજી સંભુરામ
૧ ,, ખીમજી જેઠા
૧ શા. તુલસી વલમજી
૧ ,, દોલતરામ ધાસી
૧ ,, કાનજી ગોવિંદજી
૧ ,, તલકચંદ જીકા
૧ ,, છગન ધનજી
૧ ,, કસ્તુર માણેકચંદ

૧ મીસ્ત્રી હરજી વાઘજી
૧ ,, કલ્યાણજી ખેતશી
૧ ,, કાનજી ડુંગર
૧ ,, અમરસી વીરજી
૧ ,, ચત્રભુજ ડુંગરસી
૧ ,, ગાવજી હીરજી
૧ ,, કારા લધા
૧ ,, મોહન બેચર
૧ ,, ઘેલાભાઇ ગોબર
૧ ,, નરસી મેઘા
૧ ,, કાના વીરજી
૧ ,, દામજી પ્રેમજી
૧ ,, નાનજી વાલજી
૧ ,, વેલજી હીરજી
૧ ,, પ્રેમજી શામજી
૧ ,, મનજી લધા
૧ ,, સુંદરજી માવજી
૧ ,, ભીમજી બેચર
૧ ,, જાદવજી ચના
૧ ,, જેઠાલાલ વીરજી
૧ ,, મનજી પબા.
૧ ,, ગોવીંદ કલ્યાણજી
૧ ,, ઘેલા કલ્યાણજી
૧ ,, કરશન ભાણા
૧ ,, વસરામ ખેતસી
૧ ,, વેલજી ડુંગરસી
૧ ,, ત્રીકમજી લાલજી
૧ ,, કાનજી વીરજી

૧ ,, ગુલુભાઈ દેવજી
૧ ,, જેરામ પુંજા
૧ ,, ડુંગરશી દેવજી
૧ ,, જેઠા હરખા
૧ ,, ગોવીંદ વાલજી
૧ ,, નથુ મનજી
૧ ,, દેવશી ભવાનજી
૧ ,, સવજી હરજી
૧ ,, ગોવીંદજી હરજી
૧ ,, કારા પરબત
૧ ,, રામજી કેશવજી
૧ ,, જેરામ કાનજી
૧ ,, રાઘવજી મુલજી
૧ ,, ગોપાલજી મોરારજી
૨ ,, લાલજી પ્રાગજી
૧ ,, વાલજી મોરારજી
૧ ,, કલ્યાણજી અરજણ
૧ ,, ઘેલા સુંદરજી
૧ શોની વસનજી નેણસી
૧ ,, નથુ તલકસી
૧ ,, ભુરા ત્રીભોવન
૧ ,, વેલજી કાનજી
૧ ,, હરજી ડોસા
૧ ,, છગનલાલ હરગોવનદાસ
૧ ,, કુંવરદાસ હરીભાઈદાસ
૧ ,, મોહનલાલ ઇશ્વરદાસ
૧ ,, મોહનલાલ રામચંદ્ર
૧ ,, મગનલાલ પ્રાણજીવન

૧ ,, આણંદ લાખા
૧ ,, માદેવ ભગવાનજી
૧ ,, તુલસીદાસ કાળા
૧ ,, રણછોડ વીરજી
૧ ,, પ્રાગજી અંદરજી
૧ ,, મીઠુ સામજી
૧ ,, વીસરામ કાનજી
૧ ભાવસાર નરશી મેગજી
૧ ,, લાખા ભીમજી
૧ ,, માવજી હમીર
૧ ,, રવજી માવજી
૧ ,, મુલજી ગોવીંદ
૧ ,, પ્રેમજી નારાણ
૧ ,, દામજી પદમશી
૧ ,, લાલજી રાજા
૧ ,, કારા ખીમજી
૧ ,, આણંદ માવજી
૧ ,, ચત્રભુજ ડુંગર
૧ બાવા ગોવીંદગર મનોરગર
૧ ,, પ્રતાપગર દોલતગર
૧ ,, સીવગર મનોરગર
૧ મોચી હેમજી કકા
૧ ,, દામજી જેઠા
૧ ,, નારાણ ચોથા
૧ ,, ભવાન દેવા
૧ ,, પસા ડોસા
૧ ,, મનજી બોઘા
૧ ,, રણછોડ લખુ

૧ ,, હીરા હરજી
૧ ,, કરશનજી ગોકળજી
૧ ,, ભાણજી આનજી
૧ ,, ખટાઉ પરમસી
૧ ,, ભીમજી ભોજા કું પની
૧ ખત્રી કુંવરસી ગેરાજ
૧ ,, કેશવજી મુલજી
૧ ,, તુલસીદાસ નાનજી
૧ દરજી રામજીભાઈ ઠાકાભાઇ
૧ ,, ભીમજી સીવજી
૧ ,, સવજી ગગુ
૧ ,, ભીખા ગોવીંદ
૧ ,, મુલજી ઘેલા

**કથાભાડી.**

૧ મીસ્ત્રી ભાણજી મુલજી
૧ ,, બચુ અરજણ
૧ ,, નાગાણુ રણછોડ
૧ ,, મુલજી કલ્યાણ

**અનોરા.**

૬૭ ઉપાધ્યા રામેશ્વર બેચર
૧ દાકતર બાબરભાઇ છોટાભાઇ
૧ સુતાર મનજી
૧ ,, રણછોડ અખાઈ
૧ ,, ભીમજી કાનજી
૧ ,, જેરામ રૂડા
૧ ,, વાલજી મોરારજી
૧ ,, કાનજી ગાવજી
૧ લુવાર નારાણુ હરખા
૧ ,, દેવશી હરખા
૧ ,, અંબારામ મુલચંદ
૧ ,, ઉમેદ ભાણજી
૧ માસ્તર વજેગર બાલગર
૧ ગુંસાઇ ભવાનગર મેઘગર
૧ કૃષ્ણજી કાશીરામ
૧ માવજી નથુ સુતાર
૧ દેવજી લક્ષ્મણ સુતાર

**મુંબઇ**

૫ શુકલ વ્રજલાલ અંબરજી
૫ રાવલ જટાશંકર મણીશંકર
૧ શાસ્ત્રી હરીલાલ અંબારામ

**હળવદ**

૫ શાસ્ત્રી સભુરામ નાનજી
૫ માસ્તર જાદવજી નાનજી
૧ જાની કાલીદાસ હરીરામ

**હૈદરાબાદ.**

૧ ચુનીલાલ મણીશંકર યાજ્ઞિક.
૧ કેશવલાલ નાનજી યાજ્ઞિક
૧ મણીશંકર નરભેરામ પાઠક

**ડુદાપર.**

૧૦ જાની દયાશંકર રૂગનાથજી
પોલીસ પટેલ.

**આંબરણ.**

૫ કુમારશ્રી રતનસીંહજી રવાજીરાજ
૫ શુકલ જટાશંકર રતનજી

**ટંકારા આશ્રમપાળ.**

૧ મીસ્ત્રી સીવજી લાલજી

# સુચના.

કરાચી સીંધ—માસ્તર રામકૃષ્ણ માહાશંકર યાજ્ઞિકને ત્યાંથી રોકડી કીમતે મળશે.

ઠે.—રણછોડ લાઈન.

હળવદ—રાવલ શંભુરામ નાનજીને ત્યાંથી

ઠે.—સલાટ ફળી.

આમરણ—શુકલ જટાશંકર રત્નજીને ત્યાંથી

ઠે.—દરબારી વાસ.

વઢવાણ—મેતા ગૌરીશંકર ત્રીકમજીને ત્યાંથી

ઠે.—ખાંડી પોળ.

ગ્રંથ કર્તા,

હે. મા. યાજ્ઞિક